# સુકન્યા




પ્રો. બાલકૃષ્ણ જોશી.

શ્રી સાહિત્ય મંદિર, સુરત

# બળ્યું!

## આ તો કાંઈ સમજ પડતી નથી.

સરલા હાથમાં સોયો અને રુમાલ લઈને બેઠી હતી. ભરતાં ભરતાં અમુક એક ટાંકો કેવી રીતે લેવો તેની એને સમજ પડી નહિ.

એટલે માથે હાથ દઈને બેઠી. બોલી—“બળ્યું ! આ તો કાંઈ સમજ પડતી નથી.”

### એટલામાં

એની સખી સુશીલા આવી તેણે એને કહ્યું- “બહેન, એમ નિરાશ શું થાય છે? સુરતના શ્રી સાહિત્ય મંદિરમાં તેર આના મોકલી એક ભરત-ગુંથણની ચોપડી મંગાવી લે. પછી તને કદિ કોઈ વાતની મુશ્કેલી પડશે નહિ. ત્યાં તો આવી સ્ત્રીઓને ઉપયોગની ઘણી ઘણી ચોપડીઓ મળે છે.”

**શ્રી સાહિત્ય મંદિર. કેળાપીઠ. સુરત.**

# શાકાહારી

## પારસી વાનીઓ

## પારસી વાનીઓ

## પારસી વાનીઓ

## પારસી વાનીઓ

## પારસી વાનીઓ

## પારસી વાનીઓ

શ્રી:શક્તિ ગ્રંથમાળાના આ ૧૪મા પુષ્પમાં કોઈ પણ કોમનાં લોકો, કોઇ પણ જાતના બાધ કે મુશ્કેલી વગર બનાવી શકે એવી પુષ્કળ લહેજતદાર વાનીઓ બનાવવાની રીતો આપી છે.

કિં. આના ૭

સાડા સાત આનાની ટિકિટ બીડો.

શ્રી:શક્તિ કાર્યાલય

કળાપીઠ, સુરત.

આવૃત્તિ પહેલી.
ઈ. સ. ૧૯૪
સંવત ૧૯

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૨૦૬૫
7-13

તમારી

સખીઓ

બહેનો

પુત્રીઓ

વહુઓ

સૌ કોઈ શ્રીઃશક્તિને

ગ્રંથમાળાના પુસ્તકોજ

ભેટ આપો

ઇશ્વરલાલ વીમાવાળાનું
શ્રીઃશક્તિ કાર્યાલય
કેળાપીઠ, સુરત.

સર્વ હક્ક પ્રકાશક સંસ્થાને સ્વાધીન છે

દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઇશ્વરલાલ એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું

# બે બોલ

સુકન્યા કરીને એક રાજકુમારી હતી. એક દિવસ તે પોતાના પિતાની સાથે શિકાર ખેલતી ખેલતી વનમાં ગઈ. ત્યાં એક ઠેકાણે એક ઝાડની નીચે મોટો રાફડો જામેલો એણે દીઠો. એ રાફડાને બે કાણાં હતાં. સખીઓ સાથે ગમ્મત કરતી સુકન્યાએ એ કાણાંઓમાં એક સળી સહેજે ઘોંચી દીધી.

સળી પાછી ખેંચી ત્યારે તે લોહીથી ટપકતી હતી. સુકન્યા અને એની સખીઓ ગભરાઈ ગઈ. સહુએ આવી જોયું તો રાફડામાં એક ઋષિરાજ—ચ્યવન મુનિ—તપ કરે! ઘરડા ખખ અને નયણાં ફૂટ્યાં હવે ’

પોતાની ભૂલના પ્રાયશ્ચિત માટે સુકન્યા રાજકુમારી એ ઘરડા ને અંધ પતિને પરણી. તેણે એની પરમ સેવા કરી. પોતાના તપથી દેવોના વૈદ્ય અશ્વિનીકુમારને પ્રસન્ન કરી તેણે પોતાના પતિને નેત્ર અને યૌવન અપાવ્યાં! એ સુકન્યા સતી કહેવાઈ ગઈ.

શ્રી બાળકૃષ્ણભાઈએ આ નવલિકામાં એવીજ એક

સુ-કન્યાની આલેખના કરી છે. એ તો છ આધુનિક સુકન્યા. એણે પોતાના પત્થર હૃદયના પતિને સુધાર્યો ને તેને પશુમાંથી માનવી બનાવ્યો ! જાણે પારસના સ્પર્શે કથિરનું સુવર્ણ બની ગયું ! આ સુકન્યાને સતી કેમ ન કહેવી ?

આર્યાવર્તમાં—આપણા પવિત્ર હિંદુ સમાજમાં એવી કેટલીય સુકન્યાઓ જન્મે છે, જીવે છે અને કાળના કરાળ જડબામાં વણપ્રીછી વિલીન થઇ જાય છે ! એ સહુ સુકન્યાઓને—સતીઓને અમારાં હજારો વંદન હો !

આશા છે કે સુવાંચન રસિક ગુર્જરીને આ પુસ્તક ગમશે જ.

પ્ર. સી.






# સુકન્યા

શ્રી. બાળકૃષ્ણ જોશી




# સુકન્યા

(૧)

પોસ્ટમેને બારણામાં ટપાલ નાખી. તે ફેરવતાં સુકન્યાના નામનો એક પત્ર જોઈ સુંદરલાલે પાકીટ પર એક વાર નજર નાખી અને તે નોકરના હાથમાં આપતાં કહ્યું, "આ કાગળ બેનનો છે; તે તેમને આપી આવ."

સુકન્યા તે વખત નાહીને પૂજામાં બેઠી હતી. ત્યાં નોકરે બારણા આગળથી કહ્યું, "બેન, તમારો કાગળ મોટાભાઇએ મોકલ્યો છે."

"મારો કાગળ?" સુકન્યાને જાણે આકાશમાંથી પડી ગયા જેવું થયું. "કેમ વારુ? મને તો કોઇ કાગળ લખે એવું નથી. એક વાર બાપાજી કાશી જગન્નાથજીની જાત્રાએ ગયા હતા; ત્યારેજ મારા નામના એક બે પત્રો

આવ્યા હતા. પણ તે વાતને તો આજે ત્રણ વરસ થઇ ગયાં ! મને પત્ર લખેજ કોણ ? કોણ હશે ?—"

વિચારમાં જ સુકન્યા ચમકી ઉઠી, "હા, એક જણ છે, મારૂં છે. પણ તે અત્યારે હશે કે નહિ, કોણ જાણે ? છ વરસથી તેમનો કાંઈ પત્તો જ નથી—"

તે તેનો પતિ સુરેશ હતો.

પરણ્યા પછી એકજ વરસ પતિ પત્ની ભેગાં રહ્યાં. પછી એક દિવસ તે ક્યાંક ચાલ્યો ગયો. ક્યાં ગયો તેની કોઇને ખબર પડી નહિ.

તે કેમ જતો રહ્યો હતો તે સૌને ખબર હતી. અને તેથી જ તેનો કોઇએ ઉહાપોહ કર્યો નહિ. માત્ર સુકન્યાનો મોટો ભાઇ સુંદરલાલ વચમાં વચમાં કકળી ઉઠતો. પણ તેના પિતા ભગવતરાય તેને વારી રાખતા.

સુરેશ રખડપટ્ટીએ ચડ્યો હતો. ક્યાંય પણ ટકીને તેનાથી બે દિવસ રહેવાતું નહિ. છતાં પણ ભણવામાં તે બહુ હોશિયાર હતો; અને દરેક પરીક્ષામાં તેનો સૌથી ઉપર નંબર આવતો. સુંદરલાલ સાથે તે બી. એ. સુધી અભ્યાસમાં સાથે હતો. પછી તેણે અભ્યાસ છોડી દીધો. કોઇ પૂછે તો તે કહેતો, "હવે ભણવાનું ચાલુ રાખવું પોસાય તેમ નથી. ખર્ચ ક્યાંથી લાવવો ?"

તેનો દૂરનો એક મામો તેના ભણવાનો ખર્ચ આપતો હતો. પરંતુ આ વખતે તેણે કોઈક કારણસર

નારાજ થતાં ખર્ચ મોકલવો બંધ કર્યો હતો.

સુરેશ સ્વભાવે ઉછાંછળો અને હઠીલો છોકરો હતો. છતાં સુંદરલાલ તેને બહુ ચહાતો. પિતાને સમજાવી તેણેજ સુકન્યાનું તેની સાથે લગ્ન કરાવ્યું હતું; આવા એક છોકરાની અસાધારણ શક્તિ કેવળ પૈસાના અભાવે વેડફાઈ જાય એ તેનાથી સહન થઈ શક્યું નહિ! તે માનતો હતો કે માણસ ગમે એટલો રખડેલ હોય, ઉદ્ધત હોય, પણ પરણ્યા પછી ખીલે બંધાતાં તેની બુદ્ધિ ઠેકાણે આવે છે; પણ અજબ વાત હતી કે સુરેશના સ્વભાવ, વર્તનમાં તેથી જરા પણ ફેર ન પડ્યો.

પોતાની વસ્તુ તે સામા પાસેથી બળાત્કારે પણ કઢાવી લેતો. માત્ર પારકાની વસ્તુને હાથ ન અડાડવો એવો તેનો દૃઢ નિશ્ચય હતો. સસરાના પૈસે તેણે અભ્યાસ ચાલુ નજ રાખ્યો.

એક દિવસ તો ખુલ્લેખુલ્લું તેણે સુંદરલાલને કટાક્ષમાં કરી જણાવી દીધું કે, "સસરાના પૈસે ભણવા પર મને તિરસ્કાર છે."

સુંદરલાલ આ સહન કરી શક્યો નહિ; અને તેને કેટલીયે સુણાવી દીધી. પરિણામે તેજ દિવસે સુરેશ ચાલ્યો ગયો; જતાં અગાઉ સુકન્યાને તેડી જવાની તેણે વાત કાઢી હતી; પણ સુંદરલાલે તપી જઇને કહ્યું કે, "સુકન્યા ભિખારીની છોકરી નથી. તે

રસ્તાના ભિખારી સાથે ભીખ માગવા નવરી નથી !”

સુરેશે પછી બીજી ત્રીજી વાત જ ન કાઢી.

તે પછી લાંબો છ વરસનો ગાળો વીતી ગયો.

સુરેશના કાંઇ સમાચાર મળ્યા નહિ; તેમજ તે જાણવાની કોઇએ દરકાર પણ કરી નહિ.

સુકન્યા પ્રથમની માફકજ હસતી રમતી. પરંતુ કોઈ વાર તે અત્યંત શોકાતુર બની જતી. પરંતુ તે તરફ કોઈની નજર જતી નહિ.

સુરેશને બીજું કોઇ ભલે ન ઓળખે. પણ સુકન્યા તેને બરાબર ઓળખી ગઈ હતી. તે ધૂની હતો. તે પોતાનો કક્કો કદિ કાળે છોડતો નહિ. પત્ની પર તેને સ્નેહ હતો, મમતા હતી; પરંતુ તે કોઇ પણ રીતે બહાર જણાવા દેતો નહિ ! છતાં સુકન્યા તેનું મન પારખી ગઇ હતી. તેનો આ ધૂની સ્વભાવ મટાડી તેને ઠેકાણે લાવવાની એને પ્રબળ ઈચ્છા હતી; પણ તે કરવાની એને તકજ મળી નહિ.

આજે પત્ર જોતાંજ સુકન્યાએ પરબીડીઉં તોડ્યું. અને ઉત્સુકતાથી પત્ર નીચે લખેલા નામ તરફ જોઈ રહી. અહા ! એજ નામ, એજ અક્ષર ! પૂરાં છ વરસે તેણે પત્નીને પત્ર લખ્યો હતો.

પાસેના ખંડમાંથી સગુણાભાભીએ પૂછ્યું, “કોનો કાગળ છે, સુકન્યાબેન ?”

સુકન્યાનું મોં લાલચોળ થઈ ગયું. વહેલો વહેલો

પત્ર ચોળીમાં છૂપાવી શુષ્ક અવાજે તે બોલી, "એ તો લતાનો પત્ર છે."

લતા તેની બાલસખી હતી; તે ભરૂચ હતી.

પાછાં ભાભી કાગળ જોવા માગશે તો વાત ખુલ્લી પડી જશે એવા ડરથી તે વહેલી વહેલી પોતાના ખંડમાં ચાલી ગઇ. તે દિવસે દેવસેવા અધુરી જ રહી. પાછા ફરતાં બે હાથ કપાળે લગાડી તે મનમાં જ ગણુગણી, "પ્રભો, અપરાધ ક્ષમા કરજો; આજની તમારી સેવા અધુરી જ રહી છે!"

( ૨ )

સુરેશ સુકન્યાને પોતાની સાથે તેડી જવા સંબંધી લખતો હતો; અને તેની ઇચ્છા પૂછાવી હતી! પણ હાય! બિચારી સુકન્યા તેનો શો ઉત્તર લખે?

ભાભીએ આવી પૂછ્યું, "લતા શું લખે છે? લાવો જોઈએ કાગળ?"

સુકન્યા વ્હીલા મોંએ બોલી, "વાંચીને ગોખલામાં મૂકયો હતો ભાભી! તે કાંઇ જડતો નથી."

આ જુઠ્ઠી વાત કહેતાં તેનો સ્વર ધ્રુજી ઉઠયો. પણ ભાભીના ધ્યાનમાં તે આવ્યું નહિ.

પિતા ભગુભાઈ જમીન જાગીરના કામકાજમાં રાત દિવસ મચ્યા રહેતા. કોઈ કોઈ વાર તો નાહી ધોઇ જમી પરવારીને તુરતજ ચાલ્યા જતા. સુકન્યા પર કોઈ વાર તેમની નજર પડતી. તે તેમને હમણાંની

બહુ ગંભીર લાગતી; પરંતુ તેની વૃત્તિ આમ કેમ બદલાઈ ગઈ હશે તેનો વિચાર કરવા જેટલી પણ તેમને ફુરસદ ન હતી.

સુંદરલાલ બહુ ગંભીર સ્વભાવનો હતો. ઘરનાં સૌ માણસો તેનાથી બહુ ડરતાં. કોઇ તેની સામે સતત બે પાંચ મિનિટ ટકીને વાત જ કરી શકતું નહિ. સાધારણ વાતવાતમાં તેનો મિજાજ ગરમ થઇ જતો. પિતા પણ તેની સાથે ઝાઝી લપછપમાં પડતા નહિ.

કેટલીક વાર સુકન્યાને જોતાં ભગુભાઇને સુરેશ યાદ આવતો; તેણે તેની શોધ કરવા કેટલીયે વાર યત્ન કરેલો. પણ સુંદરલાલ તેમાં આડે આવતો અને ગુસ્સામાં કહેતો, "જેને ઉપકારની કીંમત નથી તેનું નામ પણ મોંએ શા માટે લેવું ? એમજ માનોને કે સુકન્યા પરણી જ નથી. અગર તો વિધવા જ થઇ છે !"

તે દિવસે અચાનક જમતાં જમતાં પિતાની નજર સુકન્યાના મોં પર પડી, "અહા, બિચારી બહુ સુકાઈ ગઇ છે." એમ મનમાં તે બબડયા.

ધીમે ધીમે તેમના મનમાં સુરેશની વાત યાદ આવી. "ના, ના, તપાસ તો કરાવવીજ જોઇએ." બહાર જઇ તેમણે પુત્રને એકાંતમાં બોલાવી કહ્યું, "સુંદર, બેનના સામું તેં કોઈ વાર જોયું છે ? એ દિવસે દિવસે કેટલી સુકાતી જાય છે? કદિ હસતું મોં દેખાતું જ નથી !"

સુંદરલાલ ચિંતાતુર થઈ બોલ્યો, "કાંઈ નહિ. બાપા, એ તો તમને લાગે છે? એ તો પહેલાંની માફકજ હસે છે, રમે છે ને વાતો કરે છે!"

પિતા ચીડાઈને બોલ્યા, "દુનિયામાં સૌ કોઇ પોતાની જ ગતિ ધારે છે. સામાના ભણી કોણ જુએ છે! ભાઈ, એમ. એ. પાસ થઈ મોટા પંડિત થઈ જવાથી માણસની પરીક્ષા કરતાં બરાબર આવડી જાય એમ ન ધારતો. એનનામાં થયેલો ફેરફાર તને ક્યાંથી સમજાય?–હાં, સુરેશનાં કાંઈ ખબર કઢાવે છે?"

અચાનક તપી જઈ સુંદર બોલ્યો, "ના, ખબર કાઢવાની જરૂર જ નથી લાગતી. પછી શું? તે મરે કે જીવે?–આપણે શું તેમાં? બહેતર છે કે એવા માણસ મરી જાય—તો દુનીઆમાંથી પાપ ટળે!"

શાંત સ્વરે ભગુભાઇએ કહ્યું, "એમ ન બોલ. તેના જીવવા મરવામાં આપણો પણ ભારે સ્વાર્થ સમાયલો છે; કેમ કે આપણે તેની સાથે સુકન્યા પરણાવી છે! માટે શોધ કરી પાછા બોલાવવાનો પ્રયત્ન તો કર્વોજ પડે. પુસ્તકો ભણેલા તરીકે પણ જ્ઞાન તો છેજ ને? એટલે પોતાનાં હિત અહિતની વાત સમજી શકશે. તેમને કહેવું કે, 'સસરાજી તમને કાંઈ દાન આપવા માગતા નથી. પણ પોતાની દીકરીને કાંઈક આપવાનો હરેક પિતાને અધિકાર ખરો ને?' હું મારી દીકરીને મારી મીલકતનો ત્રીજો ભાગ બક્ષિસ આપું છું. એથી

તેમને નીચું ઘાલવા જેવું નહિ થાય !

કેટલાક દિવસ સતત પ્રયત્ન કરતાં સુંદરલાલને સુરેશ સંબંધી સમાચાર મળ્યા. પણ તે જાણીને તો તેનું મોં રાતું પીળું થઈ ગયું.

મિત્રનો પત્ર પિતા આગળ ફેંકતાં રૂંધ-યલા સ્વરે તે બોલ્યો, "બાપા, તમારી આજ્ઞાનું પાલન કર્યું છે, સુરેશનો પત્તો મેળવ્યો છે. અરૂણ નામે મારો એક મિત્ર દિલ્હીથી જણાવે છે કે છ વરસ પર સુરેશ દિલ્હી આવેલો. ત્યાં તેણે એક સંગીતના ઉસ્તાદ પૂરબીઆની છોકરી સાથે લગ્ન કર્યું હતું. બે એક વરસથી તે કલકત્તા તરફ ગયો છે. તેની સ્ત્રી મરણ પામી છે. અત્યારે તેણે નામ પણ બદલ્યું છે. સુરેશ નહિ પણ સુરજમલ નામે પોતાને ઓળખાવે છે."

ઘૃણા અને ક્ષોભથી તેનો કંઠ રૂંધાઈ ગયો. પિતા જમવા બેઠા હતા તે સ્તબ્ધ જ થઇ ગયા. પાસે બેસી સુકન્યા પિતાને પવન નાખતી હતી. તે નીચું મોં કરી બેસી રહી હતી.

પરંતુ એ વાતો તેનાથી અજાણી ન હતી. સુરે-શના પત્ર પરથી તેણે બધું જાણ્યું હતું. સુરેશે તેનાથી કોઇ પણ બાબત ગુપ્ત રાખી ન હતી. ક્રોધ અને અકળામણનો માર્યો તે સંગીતના છંદમાં પડ્યો, ઉસ્તાદજીના સહવાસમાં આવતાં તેની છોકરી સાથે પરણ્યો. તે પછી તેની પત્નીનો કાળ—અને પોતાનું કલકત્તા

તરફ પ્રયાણ; એમાંની કોઇ પણ વાત એણે લખવી બાકી રાખી ન હતી.

સુકન્યા જાણતી હતી કે ભાઇએ એના પતિનું ઓછું અપમાન નથી કર્યું ! અને તે છતાં આજે પણ તે કાંઇ બોલી નહિ. ધીમે ધીમે તે ત્યાંથી અંદર ચાલી ગઇ.

(૩)

મધ્યરાત્રિ વીતી ગઇ હતી. સુકન્યા એના ખંડમાં એકલી જ સૂતી હતી. સામેના બારણા આગળ કામ કરનારી બાઈ લખમી સૂતી હતી. ઘરનાં સૌ જંપી ગયાં હતાં. એકલી સુકન્યા જ જાગતી પડી રહી હતી.

તેને ઉંઘ નહોતી આવતી.

તે પથારીમાંથી ઉઠી. ટેબલ આગળ ઉભી અને સુરેશ સંબંધી વિચારો કરવા લાગી, "હાય, કેવું ધર્મ-સંકટ ? પતિ વટલી ગયા છે ને આજે મને તેડાવે છે. હું તેમની પાસે કેવી રીતે જાઉં ?"

"સુકન્યા !—"

સર્પદંશ થયો હોય એમ સુકન્યાએ ચમકીને ડોકું ફેરવ્યું. દીવાલ પર ઝળઝળતો દીવો બળતો હતો. અચાનક પાછળ તેના પતિને ઉભેલો તેણે જોયો. છ વરસથી જતા રહેલા છતાં સુકન્યા પતિને પળ વારમાંજ ઓળખી ગઈ. તે ગભરાઇ ને કારમી ચીસ પાડી ઉઠી. તે જોઇ સુરેશે ગભરાતાં કહ્યું, "છાની રહે. બૂમો ન પાડીશ.

હું અહીં આવ્યો છું તેની કોઇને ખબર ન પડવી જોઇએ—"

સુકન્યા ગળું રૂંધાઈ જતાં બોલી, "તમે, તમે, આમ ચોરની માફક—"

કંઇક ફિક્કું હસતાં સુરેશ બોલ્યો, " તેમ કરવા વિના છુટકોજ નથી."

"કેમ વારૂ ?" સુકન્યાએ શુષ્ક સ્વરે પૂછ્યું.

"સુકન્યા, હું ખૂની છું. પોલિસ મારી શોધમાં છે. ને હું પકડાઈશ તો મને ફાંસીની સજા થશે."

સુકન્યાથી વધુ ઉભા રહી શકાયું નહિ.

તે ધ્રુજતાં ધ્રુજતાં બેસી પડી.

તેને ચૂપ રહેલી જોઇ સુરેશ બોલ્યો, "આજ દોઢ બે વરસથી આમ છૂપાતો ફરૂં છું; મારો પુરબીઆશાઇ દાઢીવાળો વેશ મેં કાઢી નાખ્યો છે. તેથીજ પોલિસને મારા મૂળ ફોટાનો મેળ મળતો નથી. ને હું બચ્યો છું; પણ એમ કેટલા દહાડા નભે! કોઇ વાર તો એમ થઈ જાય છે કે મારી ઓળખાણ હું આપો-આપજ આપી પકડાઇ જાઉં. ભલે જે સજા કરવી હોય તે કરે. પણ—"

સુકન્યા તદ્દન હલકા અવાજે બોલી, "ના, ના, એવું ગાંડપણ ન કરશો—"

તેનું આખું શરીર થર થર ધ્રુજવા માંડ્યું.

"પણ જીવીને હવે કાંઇ કામ નથી, સુકન્યા ! આ

હાથ સ્ત્રીના લોહીથી ખરડાયલા છે. વ્યભિચાર સહન ન કરી શક્યો—પણ જવા દેને એ કર્મકથા—જગતમાં સૌ જેનો તિરસ્કાર કરે તેણે શા સુખે જીવવું ?"

"જગતમાં બધા તમારો તિરસ્કાર કરતા હશે. તો પણ હું કદિ ન કરૂં—હું તમને પ્રભુ સમાન પૂજું."

સુકન્યા તેના પગમાંજ પડી રહી. અશ્રુજળથી પતિના બંને પગ ભીંજાવી નાંખતાં તે બોલી, "મારા સામું જોઈને પણ તમે તમારો એ ખ્યાલ કાઢી નાખો. કહો, તમે પકડાઇ નહિ જાવ ને ?"

એક ઉંડો નિઃશ્વાસ નાખી સુરેશ બોલ્યો, "પણ આજ હું તને છેલ્લો મળવા આવ્યો છું, સુકન્યા ! હું કાલે સવારેજ પકડાઈ જઇશ. ખુનની સજા સહન કરી લઈશ ! જીવનમાં તું મળી તે ન મળી થઈ ! તને હું સુખી નહિ કરી શક્યો ! તારી બધી આકાંક્ષાઓ, ઇચ્છાઓ—"

તેનો કંઠ રૂંધાઈ ગયો. તેની આખમાંથી બે અશ્રુબિંદુઓ ટપકી સુકન્યાના હાથ પર પડયાં. ચમકીને ઉંચું મોં કરી સુકન્યાએ પતિ સામું જોયું. ઝટપટ ઉઠીને બેઠાં થતાં તેણે કહ્યું, "હું તમારી સાથે આવીશ. હું સાથે હોઇશ એટલે તમને કોઈ નહિ પકડે."

દર્દભર્યું હસતાં સુરેશ બોલ્યો, "આજે મારા જેવા ખૂનીની સાથે તું ક્યાં આવીશ સુકન્યા ? મારો

ધર્મ, ન્યાતજાત સર્વ ડુબ્યાં. ધંધો રોજગાર કરવાનો કાંઇ જોગ નથી. મારે સંતાઇ જ રહેવું પડશે. તને તેડી જવા માગતો હતો. તે દિવસે આવી હોત તો મારી જીવનનૌકા આ રસ્તે વહેત નહિ. હું જાતિભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ, સ્ત્રી હત્યારાના નામે જગતમાં ન ઓળખાત ! હું માણસ ગણાત.”

સુકન્યા ક્ષણ વાર ચૂપ રહી બોલી, “તે દિવસે મને ન સમજાયું. આજે સમજી કે તમે જે છો તેજ હું છું. તમારાં પાપ પુણ્યમાં, ધર્મ અધર્મમાં અર્ધો ભાગ મારે લેવો પડશે. તમે પરજ્ઞાતિ બન્યા. તો તમારી જે ન્યાત તે મારી ન્યાત. હું તમારી સાથે આવીશ. તમારે પગે પડું છું. મને તેડી જાવ. તમે જ્યાં રહેશો ત્યાં હું રહીશ.”

“પાછો એક નિસાસો નાખી સુરેશે કહ્યું, “તું એ બધી હાડમારી શી રીતે વેઠી શકીશ, સુકન્યા ? તું લાડકોડમાં ઉછરેલી. તેને વનવગડામાં રખડવું પડશે, ઝાડ નીચે સૂવું પડશે—”

સુકન્યા તેના બંને હાથ પકડી રૂંધાયલા સ્વરે બોલી, “તે બધુંય થશે; તમે હવે વધારે વાર ન કરો. કોઈ જાગી ઉઠતાં જોઇ જશે તો સત્યાનાશ વળી જશે. ચાલો, હું તમારી સાથે આવું છું.”

સુરેશ ક્ષણ વાર શાંત રહી બોલ્યો, “સારૂ, ચાલ.”

ઉતાવળે એક પત્ર લખી ઓશીકા નીચે મૂકી, સામે-ની નાની ખોલીમાં એક વાર જઇ આવી, એક લુગડાની પોટલી લઇ તે પતિની સાથે ઘરની બહાર નીકળી. ઘરમાં કામ કરનારી બાઈ હજી ઉંઘતી જ હતી; તેના જાણુ-વામાં કાંઇજ આવ્યું નહિ.

( ૪ )

સવારમાં ઘર આગળ શોર બકોર થઈ રહ્યો.

સુકન્યાનો પત્તો નથી !

ભગુભાઇ બહાવરા બહાવરા દોડાદોડ કરી આખરે થાકીને ભોંયે બેસી પડ્યા. સુંદરલાલ લખમીને ખેંચી લાવતાં બોલ્યો, “બોલ, કર્કશા, સુકન્યાબેન ક્યાં ગઇ ? બોલ સાચું, નહિ તો તારાં હાડકાં પાંસળાંનો ભુકોજ કરી નાખીશ, સમજી ને ?”

લખમીએ બેફાટ રડવા માંડ્યું. એટલે ભગુભાઇએ કહ્યું, “જવા દે સુંદર, એના પર જુલમ ન કરીશ. એનો બિચારીનો શો વાંક ? આજ વીસ પચીસ વરસથી એ આપણે ત્યાં રહી છે. તમને બધાંને એણેજ ઉછેર્યાં છે. તે તમારૂં બુરૂં કદિ ન ઇચ્છે.”

સુંદરે શરમાઈ જઇને લખમીને પડતી મૂકી.

આખું ઘર, ગામ, ઘાટ. ભાગોળ, ચોરા, ચકલા, તળાવ, કુવા, વાવ બધે તપાસ કરી. પણ સુકન્યાનો પત્તો નજ લાગ્યો.

સુંદર બપોર પછી હાંફતો હાંફતો ઘેર આવ્યો.

તેનાં આંખ, મોં લાલચોળ થઈ ગયાં હતાં.

ભગુભાઈએ હજી સવારનું અન્નજળ લીધું ન હતું. સુંદરને જોઈ નિસાસો નાંખતાં તે બોલ્યા, "હવે એ નહિ જડે, ભાઈ. હું સમજી ગયો, નક્કી એણે આપઘાત જ કર્યો છે. તળાવમાં કે ક્યાંક કીચડમાં તેનું મુડદું ભરાઇ રહ્યું હશે. તે ત્રીજે દહાડે—"

સુંદર વચમાંજ ગરજી ઉઠ્યો, "આપઘાત કર્યો હોય તો બહુ સારૂં બાપા પણ તેમ નથી બન્યું. તે ઘર-બાર છોડીને નાસી જ ગઇ છે!"

બે હાથ કાને દેતાં દુઃખી સ્વરે ભગુભાઈ બોલ્યા, "એવું નહિ બોલ સુંદર! સુકન્યા કુળવાન માબાપની કુળવાન દીકરી છે. તેનામાં શું હતું તે તેં ધ્યાનપૂર્વક જોયું નથી, મૂરખ! તું આંધળો તે શું જુએ? પણ મેં તો એના મોં પરનું તેજ જોયું હતું!"

સુંદરને આ વચનો અસહ્ય થઇ પડ્યાં. તે બોલ્યો, "તમે જે જોયું તે બધું ખોટું બાપા. હું ચોક્કસ કહું છું કે તે કાલે રાત્રે કોઇક પુરૂષની સાથે ચાલી ગઈ છે. નદીને કિનારે એક હોડી હતી, ને તે બંને જણ તે હોડીમાંજ—"

ભગુભાઇ આર્દ્ર સ્વરે બોલ્યા, "ના, ના, એ વાત ખોટી. નકકી એ મરી ગઇજ માન ને."

બપોરે જ્યારે બાઈ લખમી સુકન્યાવાળા ખંડમાં પથારીઓ લેવા ગઇ ત્યારે ઓશીકા નીચેથી એક

લખેલો કાગળ જોતાં તે તુરત ભગુભાઇ પાસે દોડી આવી.

પત્ર લઈ વાંચતાં જ ભગુભાઇની આંખો ચમકી ઉઠી. ઉંચા શ્વાસે તેણે બૂમ મારી–"સુંદર !"

સુંદર પાસે આવતાં જ ભગુભાઇએ તેને પત્ર બતાવતાં કહ્યું, "જો આ વાંચ. સુકન્યા કોની સાથે ગઈ છે તે ! એ તો સુરેશ સાથે ગઇ છે. તે કાલે રાત્રે અહીં આવ્યા હતા."

"સુરેશ સાથે ?—તે અહીં આવ્યો હતો ?" સુંદર આશ્ચર્ય પામી પિતા સામું જોઈ રહ્યો.

ભગુભાઈએ હસતા વદને કહ્યું, "હું તો કહેતો જ હતો ને કે સુકન્યા કદિ અયોગ્ય આચરણ કરે જ નહિ. એ એના પતિ સાથે ગઇ છે. તેમાં આપણે કાંઈ અકળામણ છે ?"

સુંદર નિરાશ થઇ બોલ્યો, "પણ બાપા, સુરેશ સાથે ગઇ તે એણે બહુ સારૂં કર્યું એમ તમે ધારો છો ? એ વટલી ગયેલો, ને પાછો ખૂની–તેને તો જીવ લઇને નાસતા ફરવું પડે છે—"

"વટલી ગયો હોય કે ખૂની હોય; છતાં તે સુકન્યાનો પતિ તો છે ને ?"

સુંદર બોલ્યો, "હું જાણું છું બાપા કે સુકન્યા એના પતિ માટે બધું કરી શકશે. પણ કોઇ એક દિવસે પણ તેને પકડાવાનો વારો આવશે. તે વખતે સુકન્યાની

શી દશા ?"

ભગુભાઈએ ધૈર્યથી કહ્યું, "તે કદિ પકડાયજ નહિ. સતી વેદવતી પોતાના સતીત્વથી જ અસાધ્ય વસ્તુ પણ સાધી શકી હતી. સતી સાવિત્રીએ મરેલા પતિને સજીવન કર્યો હતો. તો મારી સુકન્યા પણ શું એના પતિનો બચાવ નહિ કરી શકે ?"

સુંદરલાલ ક્ષણવાર ચૂપ રહીને બોલ્યો, "પકડાઇ નહિ જાય તો પણ તેને કેટલું કષ્ટ વેઠવું પડશે તેનો વિચાર આવે છે ?"

"બધુંય કષ્ટ સહી શકશે ભાઇ, તેના પ્રેમ-રૂપી કવચથી સર્વ દુઃખોના ચૂરેચૂરા થઇ જશે. કોણ જાણતું હતું કે રાજકન્યા સીતાજી રામ સાથે વનેવન રખડશે ? કોણ જાણતું હતું કે સતી સાવિત્રી સત્યવાન સાથે વનમાં લાકડાં કાપવા જશે ? તેમણે જેમ કર્યું તેમ મારી સુકન્યા પણ કરશે." ભગુભાઈ બોલ્યા.

સુંદરે કાંઈક કટાણું મોં કરતાં જણાવ્યું કે, "રામ જેવા પતિ મળવાથી જ સીતા સીતાદેવી બની શક્યાં. સત્યવાન જેવો સ્વામી મળવાથી જ સાવિત્રી શ્રેષ્ઠ સતી તરીકે પંકાઈ. આપણી સુકન્યાનો પતિ નથી રામ કે નથી સત્યવાન ! તો પછી તેમની સાથે આપણી સ્ત્રીઓની સરખામણી કરવાનો શો અર્થ ?"

ભગુભાઇ કંઇક હસ્યા અને પછી ગંભીરતાથી

બોલ્યા, "આપણા ભારત દેશની સર્વ સ્ત્રીઓમાં એ મહા સતીઓની શક્તિ છે–અમુલ્ય સ્ત્રી શક્તિ છે–ને એ શક્તિ વડેજ જગત નભે છે; નહિ તો ઉછાંછળો પુરૂષ ઠેકાણે રહેતજ નહિ. તે ગમે તેટલો ખરાબ હશે પણ તેને ઠેકાણે લાવનાર જો કોઇ હોય તો તે સ્ત્રી શક્તિ જ છે. તીવ્ર શાસન ન બજાવવા છતાં સ્નેહથી તે પુરૂષને વશ કરી જાણે છે! મારી ખાત્રી છે કે મારી સુકન્યા આદર્શ આર્ય કન્યા છે."

સુંદર ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો.

( ૫ )

તે વાતને વરસો વીતી ગયાં. ભગુભાઇ દેવલોક પામ્યા છે. સુંદરલાલ અત્યારે ત્રણ બાલકનો પિતા છે. બધી જમીન જાગીરના કામનો બોજો તેનાજ માથા પર છે. એટલે રાત દિવસ તેને જરા પણ ફુરસદ મળતી નથી.

એવામાં પ્રસંગોપાત તેને પિતાનું સ્મરણ થયું. સુકન્યાની વાત યાદ આવી. તેણે તેની ઘણી તપાસ કરાવવા છતાં કાંઇ ભાળ મળી નહિ.

પોતાનાં કીકાકીકીની રમતગમત જોતાં તે ગાંડો ઘેલો થઈ જતો. તેને પોતાની બલ્યાવસ્થા યાદ આવતી. બેનને તે પ્રાણથી પણ વધારે વહાલી ગણતો. સુકન્યા માત્ર એકજ વરસની હતી ત્યારે તેમની માતા મરણ પામી હતી. તે વખતે સુંદરે તેને પોતાની કોટે

વળગાડી હતી તે તેને યાદ આવ્યું. તે વખતે તે આઠ વરસનો હતો; ને બેનની સંભાળ રાખવા જેટલી તેનામાં સમજણ આવી હતી; તેથી કોઈના હાથમાં તે બેનને જવા દેતો નહિ.

તેને અત્યારે બેનની બાળચેષ્ટા યાદ આવી. "જેમ આજે આ છોકરાં રમતાં ફર્યાં કરે છે તેમજ એક દિવસ અમે પણ બે ભાઈબેન રમતાં હતાં." એક વાર પોતે ક્યાંક પડી જતાં ઘુંટણમાંથી થોડું લોહી નીકળ્યું. તેને જોઈ સુકન્યા શું રડી હતી? એક દિવસ પિતા તેને મારવા જતા હતા ત્યારે સુકન્યા એવું તો દયામણું મોં કરી દોડી આવીને તેને વળગી પડી કે પિતાથી તેને એક આંગળી પણ અડકાડાઈ નહિ! આવી રીતે તેણે કેટલીયે વાર ભાઈને બચાવ્યો હતો.

આ બધી જુના કાળની વાતો સુંદરના મનમાં તરી આવતાં તે બહુ વ્યાકુળ થઈ ગયો. જીવન મરણના સંધિકાળમાં–તે ટાઈફોઈડ તાવની બીમારીમાં પડ્યો તે વખતે બેન બહુ યાદ આવી. કશાની પણ કંઈક ખામી પડતાં સુકન્યાને સંભારી તેનો જીવ કકળી ઉઠતો. તેને થતું કે સુકન્યા હોય તો આજ ચીઠું ન પડે."

કંઈક આરામ થતાં ડાકટરે કોઈક સારા હવા ખાવાના સ્થળે તેને થોડા દિવસ જઈ આવવાની સલાહ આપી. આથી એક દિવસ કુટુંબ સહ સુંદરલાલ દાદરની

ટિકિટ કઢાવી દિલ્હી એક્સપ્રેસમાં રવાના થયા.

સવારમાં ૭ વાગે દાદર ઉતરતાં પૂનાવાળી ટ્રેન ઉપડવાને દોઢેક કલાકની વાર હતી. જેથી તેઓએ ત્યાં ઉતરી દાતણ પાણી વગેરે ક્રિયા પરવારી લીધી. પ્લેટફોર્મ પર એક ઝાડ નીચે શેત્રંજી બીછાવી મંડળે બેઠક જમાવી હતી.

પાસેની હોટેલમાંથી નોકર છોકરા પાસે કીટલી, પ્યાલા, રકાબી વગેરે મંગાવીને સૌ ચહા પીવા બેઠાં. વાતવાતમાં નાસિક જવું કે પંચગની, માથેરાન કે મહાબળેશ્વર ઈત્યાદિ વાટાઘાટ ચાલી. માથેરાન અને પંચગની જવાનું ખર્ચાળ વધારે પડે. મહાબલેશ્વર દૂર પડે. નાસિક કંઇક ઓછું.

ચહાની કીટલીવાળો છોકરો ઝાડે ટેકો દઇ ઉભો ઉભો આ વાતો રસથી સાંભળતો હતો. તેણે વણમાગી સલાહ આપતાં કહ્યું, "સાહેબ, લોનાવલા જાવને ? સારૂં પડશે. મકાન પણ સસ્તાં મળે છે. નોકર ચાકર, અનાજ પાણી બધુંય સસ્તું. હું ત્યાં એક હોટલમાં વરસ દહાડો નોકરી કરી આવ્યો છું."

સુંદરલાલને છોકરાની વાતમાં રસ પડચો. તેણે પૂછ્યું, "તો પછી અહીં ક્યાંથી ? ત્યાં ન ફાવ્યું ?"

"નહિ સાહેબ, ફાવે કેમ નહિ ? મને તો બહુ મજાનું ફાવી ગયું હતું. શેઠ પણ કોઇ ગુલાબી આદમી છે, ને શેઠાણી બા તો પ્રભુનો અવતાર છે. પેટના

દીકરા જેવું વહાલ રાખે. પણ મારાં બા અને બાપા અહીં રહે છે. તેઓ મને કહે છે કે, "દીકરા, તું અહીં રહે તો ખર્ચમાં ફાયદો પડે ને ઘરના કામધંધામાં પણ કામ લાગે." એટલે હું અહીં આવતો રહ્યો.

ચહા પીવાઇ રહેતાં છોકરો કીટલી વગેરે લઇ પૈસા ગણતો ગણતો ચાલતો થયો.

સગુણાને લોનાવલા જવા ઉત્સુકતા થઇ ને સુંદરે તુરતજ તેમાં સંમતિ આપી. સમય થતાં લોનાવલાની ટિકિટ કઢાવી મંડળ પૂનાવાળી ટ્રેનમાં બેઠું.

ટ્રેન ઉપડવાને પાંચ મિનિટની વાર હતી. એવામાં તેમના કંપાર્ટમેન્ટમાં એક મુંબાઈગરા ગૃહસ્થ આવી બેસતાં ઘણી મજાની સોબત મળી ગઈ. છાપું વાંચવા લેવાના મિશે પરિચય થયો ને સુંદરલાલ તેની સાથે વાતોયે વળગ્યો.

"ક્યાં સુધી સાહેબ ?" ગૃહસ્થે પૂછ્યું.

"જી, લોનાવલા સુધી." સુંદરે સ્મિત કરી ઉત્તર વાળ્યો.

"ફેમિલિ સાથે છો તે અમસ્થા સહેલ કરવા જાઓ છો કે વધુ રહેવા વિચાર છે ?"

"જી, વચમાં જરા મારી તબીયત ઠીક રહેતી ન હતી. તે ડોકટરની સલાહ એવી થઈ કે હવા-ફેરથી ઠીક પડશે; એટલે બને તો એકાદ બે માસ રહેવા વિચાર છે. જોઇએ હવે, ત્યાં કહે છે કે ફ્લેટ

તો મળે છે–'

ગૃહસ્થે શાંતિપૂર્વક કહ્યું, "ના, ના, એવી ખટ-પટમાં તમારે શા માટે પડવું પડે? મારો પોતાનો બંગલો લોનાવલામાં છે–અમે ખાસ કરીને મે જુનમાં ત્યાં રહીએ છીએ. હજી તો માર્ચની પંદરમી આજે થઈ. તો તમે તેમાંજ શા માટે ન રહી શકો?

બંગલો ચાલુ સ્થિતિમાં છે; નોકર, માળી અને ભૈયો ત્યાં કાયમનાજ રહે છે. ઠીક યોગાયોગે મળી ગયાં. મારે અનાયાસેજ કંઈક કામસર આજે ત્યાં જવાનું થયું છે."

કેટલીક આનાકાની અને વિવેક બતાવ્યા પછી સુંદરે ગૃહસ્થનું કહેવું માન્ય રાખ્યું. અને લોનાવલા આવતાં શેઠની ટેકસીમાંજ બેસીને આખુંય મંડળ તેમના બંગલે ગયું.

( ૬ )

સુંદર હવા અજવાળાવાળો બંગલો હતો. આંગ-ણામાં મોટું ચોગાન અને બગીચો હતો. છોકરાંને રમવા ખેલવાની ભરપૂર જગ્યા હતી. શેઠનો નોકર શોફર તરીકે પણ કામ કરતો. તે શેઠની સૂચના મુજબ સાંજે મોટરમાં બધાંને ફરવા લઈ જતો. અને વચમાં ઉતરી માઇલ બે માઇલ પગે ચાલી ફરી આવીને બધાં પાછાં ઘેર આવતાં.

એકાદ માસ થતાંજ સુંદરલાલની તબીઅત ઘણી

સુધરી ગઇ. હવે તેને પાછા દેશમાં જવાની પ્રબળ ઇ-ચ્છા થઇ. જમીન જાગીરનો મોહ કેમ છુટે ? પરંતુ સગુણાએ વાંધો ઉઠાવતાં કહ્યું, "ના, હજી એકાદ મહિનો અહીં રહીએ. તબીઅત બરાબર સારી થવા દો કે ઉથલો ન ખાય. શેઠે કહ્યું છે ને? તે બે માસની પંદરમી પછી વાત—"

આમ અનિચ્છાએ પણ તે પાછો લોનાવલામાં રહી ગયો.

એક દિવસ સ્ટેશન બાજુએ સવારના સાતેક વાગ્યાના સુમારે સુંદરલાલ કુટુંબ સહ પગપાળા ફરવા નીકળ્યો. સૂર્યોદય ક્યારનો થઈ ગયો હતો; અને તેનાં કુમળાં કિરણો શરીરે લાગતાં ગુલાબી થંડીમાં મજેનું લાગતું હતું. સામેજ કોઈ મોટો સ્ટવ સળગતો હોવાનો અવાજ સાંભળતાં સુંદરલાલનું લક્ષ ત્યાં ખેંચાયું. તે હોટેલ હતી; તેને પેલા દાદર સ્ટેશન પર મળેલા ચહાવાળા છોકરાની વાત યાદ આવી. એ સ્વાભાવિક રીતેજ ત્યાં થોભ્યો અને હોટેલનું બોર્ડ વાંચવા લાગ્યો—ત્યાં ગરમ સ્વેટર પહેરેલો એક પ્રૌઢ યુવક ગળે ગળપટ્ટો વીંટાળી એક હાથમાં પાઉડરની શીશી અને બીજા હાથમાં બ્રશ સાથે ઉપરના છજામાં ઉભેલો જણાયો. એ મુખમુદ્રા સુંદરે જોઈ–ક્ષણવાર આશ્ચર્ય પામી બોલી ઉઠયો, "સગુણા, આ સુરેશ તો ન હોય ?"

સગુણાનું ધ્યાન બીજી દુકાનો તરફ હતું તે ચોંકીને બોલી, "ક્યાં ?"

"જો. સામે છજામાં ?—"

"હાં, સાચ્ચે ? મારા કરતાં તમે વધારે ઓળખો !"

નાનો બાબો, મનુ કચકચ કરતાં પૂછવા લાગ્યાં, "શું બેન ? શું ભાઈ ? કહો ને; અમને બતાવો ને ?–"

આ કચકચાટથી કે શું, પણ તે યુવકનું તેમના તરફ ધ્યાન ખેંચાયું. સુંદરલાલની નજર તેની નજર સાથે મળતાંજ તેણે છજામાં રહ્યાં રહ્યાં ઘંટડીનું બટન દબાવતાં નોકરને બોલાવી તે મંડળને ઉપર તેડી લાવવા કહ્યું.

સહુ ઉપર આવ્યાં. દરમ્યાન સુરેશે મોં ધોઈ નાખ્યું હતું. અંદર આવતાંજ તે બોલી ઉઠ્યો, "કોણ ? સુંદર ?"

"હાં, કોણ ? સુરેશ ?"

ઉભય પરસ્પર ખુબ ભેટચા. બંનેની આંખમાં આંસુ ઉભરાયાં.

બહાર ગરબડ થતી સાંભળી વચલા બારણાનો પડદો ખુલ્યો અને કોઇ સ્ત્રીએ ડોકીઉં કર્યું. તત્કાળ તે બહાર દોડી આવી અને બોલી, "કોણ ? વહાલા ભાઇ—"

"બેન સુકન્યા ?"

સુકન્યા ભાઇનાં ચરણોમાં લોટી પડી. ભાઇ બેનની આંખમાંથી હર્ષનાં આંસુ નીકળી પડચાં.

પછી સગુણાભાભીનો વારો આવ્યો. ભાભી નણંદ ખૂબ ભેટયાં. બાબા, મનુને બચ્ચીઓથી સુકન્યાએ ગુંગળાવી જ નાખ્યાં.

પછી વાર્તાલાપ શરૂ થતાં સુકન્યાએ ઘેરથી નીકળ્યા પછી, રાતોરાત કેવી રીતે હોડીમાં બેસી સામે પાર ગયાં; ત્યાંથી રાજપીપળા જઇ રહ્યાં ને છ એક માસ પછી એમની તબીઅત સારામાં સારી થઈ ગઈ. ત્યારે ત્યાંથી અંકલેશ્વરમાં વરસ દિવસ પાન સોપારીની દુકાનો કરી રહ્યાં. તે પછી સુરતની એક હોટેલમાં એમણે મહેતાજીની નોકરી લીધી. ત્યાં વરસ દોઢેક રહ્યાં. ને પછી ત્યાંથી એક મુંબાઇના શેઠની ભલામણથી અહીં લોનાવલા આવી સ્વતંત્ર લોજ તથા હોટેલ શરૂ કર્યાં. "ત્રણેક વરસથી અહીં છીએ-સુખી છીએ' ઇત્યાદિ અથઇતિ હકીકત જણાવી.

બાપાના મરણની વાત જાણી સુકન્યાને બહુ રડવું આવ્યું.

વાતોમાં અને આનંદ પ્રમોદમાં નવ વાગી ગયા. ઘેરથી નોકર શોધતો શોધતો ત્યાં આવ્યો અને સૌ સુરેશની કારમાં બેસી બંગલે ગયાં; સુકન્યા પણ સાથે ગઈ.

આજે સુકન્યાના બચુનો જન્મ દિવસ હતો. તે નિમિ-તે મંડળ લોજના બંગલાની અગાસીમાં રાત્રે ચાંદનીમાં લહેર કરતું હતું. બાબો, મનુ ગ્રામોફોનની

રેકર્ડો વારંવાર બદલ્યા કરતાં હતાં.

ત્યાં સગુણા બોલી, "સુરેશભાઇ, તે દહાડે રાત્રે આવ્યા હતા તે અમને કોઇને મળવું તો હતું ?"

સુરેશ કિંચિત હસીને બોલ્યો, "સગુણાભાભી, પણ તે રાત્રે જો હું મળ્યો હોત તો આજ રાતના જેટલો આનંદ ક્યાંથી આવત ?"

—ને સૌ હસી પડ્યાં. સુકન્યાની આંખમાં અશ્રુ હતાં–હર્ષનાંજ હોય ને ?



# આપઘાત અટકયો!



## હેં?

## શાથી?

સરલાના શબ્દોથી.

એવું તે કંઇ બને?

નજ બને.

પણ બન્યું એ સાચી વાત છે.

વધુ માટે વાંચો—

**સખીના પત્રો**

કિં. ૦–૮–૦ પોસ્ટેજ ૦–૨–૧

સ્ત્રીશક્તિ, કેળાપીઠ, સુરત.

# રાજાબાઈ ટાવર

પારસી
સતીઓ

કિંમત
૦-૬-૦



જેની અટારીએથી ઝંપલાવીને બે પારસી યુવતીઓએ
આપઘાત કરેલો. શા માટે ?

## શીલની રક્ષાને કાજે.

તેની વાત જાણવા આ સાહિત્ય મંદિરને આઠ
આનાની ટીકીટ બીડો. ઠે. કેળાપીઠ સુરત

# ભરત ગુંથણ



આ વિષયના પુસ્તકને વખાણુના શબ્દોની શી જરૂર છે ? માત્ર દશ આનાની કિંમતમાં આવું પુસ્તક બીજું કોઈ મળે તેમ નથી. એનાથી તમે આપોઆપ ઉપરની બેઉ કળા શીખી જશો. તેર આનાની ટીકીટ બીડી મંગાવો.

**શ્રીશાક્ત કાર્યાલય, કેળાંપીઠ, સુરત.**

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

### સટ પહેલો: ૧ થી ૧૦

૧ બંધ્યા—સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે. ૦—૪—૦

૨ કાકી—શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે. ૦—૩—૦

૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે)—હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઈએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઈએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઈએ. ૦—૩—૦

૪ અર્ધાંગના—સ્ત્રીઓ અણીને વખતે પુરૂષને કેવી રીતે મદદ-

ગાર બની શકે તેના આદર્શ રજુ કરતી વાતો. ૦-૪-૦

૫ **ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી)**—ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે. ૦-૬-૦

૬ **ખાંયણાં**—કોડીલી ગુજરાતણુના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેર ઘેર રાખવા લાયક છે. ૦-૫-૦

૭ **બલિદાન**—આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની ગદ્ય કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી. ૦-૫-૦

૮ **ભવાટવી**—હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે. ૦-૪-૦

૯ **મા**—વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે. ૦-૪-૦

૧૦ **જયાના પત્રો-કસોટીમય લગ્ન**—વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતાં અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે. ૦-૬-૦

**આખો સટ રૂા. ૨-૧૨-૦ને બદલે ૨-૯-૦**



# સટ બીજો: ૧૧ થી ૨૦

૧૧ **પતિની પસંદગી**—વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે. ૦—૪—૦

૧૨ **લીલીની આત્મકથા**—એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું ય બને છે ?!—એમ આશ્ચર્ય થશે. ૦—૩—૦

૧૩ **ફોઇ**—બંગાળનાં ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે. ૦—૪—૦

૧૪ **પારસી વાનીઓ**: (શાકાહારી)—લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર, માંસમટ્ટી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતે આમાં આપેલી છે. ૦—૬—૦

૧૫ **વિધવા**—હિન્દુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે. ૦—૫—૦

૧૬ **કોને પરણું ?**—અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે ? આર્ય રમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે. ૧—૪—૦

૧૭ **સુઘડતા ને સુંદરતા**—વાળનું જતન, દાંતનું જતન,

અહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનાવવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ. ૦–૮–૦

૧૮ હાસ્ય ફુવારો—શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક કક્ષાની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે. ૦–૮–૦

૧૯ ભૂતના ભડકા:—શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે. ૧–૮–૦

૨૦ વિષવૃક્ષ:—બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કોયડાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે. ૧–૮–૦

**આખો સટ રૂા. ૬–૧૦–૦ને બદલે રૂા. ૬–૩–૦**

—•—

## સટ ત્રીજો ૨૧ થી ૩૦

૨૧ હાસ્ય કલાપ—સામાન્ય કોટિનાં માણસો ઓઓ બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્ભેળ વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારું સ્થાન પામ્યો છે. ૧–૮–૦

૨૨ દેવી ચોધરાણી—પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે. ૧–૮–૦

૨૩ વીર રોઝા: (કાળું ગુલાબ)—ફ્રાન્સના નવલસમ્રાટ એલેક-

ઑાંડર ડૂમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને ઘરાતનની અજબ જેવી ઈતિહાસ કથા. ૧—૦—૦

૨૪ **હાસ્ય ઝરણાં**— હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે. ૧—૮—૦

૨૫ **"જરા ચ્હા મૂકજો"** (હાય આસામ)—સ્હવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બ્યાન. જે વાંચીને સેંકડો માણુસોએ ચ્હા ત્યજી છે. ૧—૦—૦

૨૬ **રાસ રજની:** (નવી આવૃત્તિ)—ગરબા પુસ્તકોની મહારાણી. ૧—૧૨—૦

૨૭ **જીવન પલટા**—આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઈ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે. ૦—૪—૦

૨૮ **સુખી ઘર**—આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા. ૦—૩—૦

૨૯ **ભરત ગુંથણ**—નાની બાલિકાઓ પણ સહેલાઈથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બ્હેને લખેલું પુસ્તક, જાતજાતની તરાહ તેમજ આકૃતિઓ સાથે. ૦—૧૦—૦

૩૦ **ચોર્યાસીનું ચક્કર**—ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સહેલાઇથી સમજાય એવી રીતે સંસારની ગમ્મતભરી વાતો લખી છે. ૦—૫—૦

**આખો સટ રૂા. ૯—૧૦—૦ ને બદલે રૂા. ૯—૦—૦**

—o—

## સટ ચોથો: ૩૧ થી ૪૦

૩૧ **રઝિયા બેગમ**—દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. મ્હાજુઓ માટે ઉત્તમ છે. ૦—૩—૦

૩૨ **ગૃહવિવેક અને બીજી વાતો**—આમાંની મુખ્ય વાતોમાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખૂબ રસિક અને બોધક છે. ૦—૬—૦

૩૩ **સખીના પત્રો અથવા સંસારનાં દર્દો**—લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઇને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સૂઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે. ૦—૮—૦

૩૪ **સ્તનનું શાસ્ત્ર**—આ નાનકડી પુસ્તિકામાં પ્રાઇમસ સ્ટવ વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજૂતી આપી છે. ૦—૩—૦

૩૫ **સ્ત્રી હૃદય**—આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાળી યુવાન પાછળ

ઘેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકી બેઠકે પુરી કરવી ગમે તેવી છે. ૦—૩—૦

૩૬ **માતૃપ્રેમ અને બીજી વાતો**—આ સંગ્રહની મુખ્ય વાતમાં એક માતા પોતાનાં સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે. ૦—૪—૦

૩૭ **પારસી લગ્નગીતો અને ગરબા**—શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે. ૦—૬—૦

૩૮ **દામ્પત્ય જીવન**—સંતતિનિયમન, કસુવાવડ, પ્રતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધું જ આ પુસ્તકમાં આપ્યું છે. ૨—૮—૦

૩૯ **વહેમી પતિ**—એક સંસ્કારીક અને સુધારક યુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે એ પાગલની આપવીતીનો કરૂણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવોજ કોયડો ઉકેલે છે. ૦—૩—૦

૪૦ **આરોગ્ય અને સુખ**— આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ૦—૬—૦

**આખો સટ રૂા. ૫-૨-૦ને બદલે રૂા. ૪-૧૩-૦**

—૦—

## સટ પાંચમોઃ ૪૧ થી ૫૦

૪૧ **સામાજિક વાતો**—સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે.
૦—૫—૦

૪૨ **રમુજી વાતો: (શ્રીશક્તિની)**—આ વાર્તાઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનનાં દશ્યોમાંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે. ૦—૪—૦

૪૩ **ભલી ભાભી**—એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કિંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સગવડ ભરેલી છે.
૦—૧—૦

૪૪ **પતિ પ્રભુ છે**—આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે કાઢેલી છે. એમાંની વાર્તા પતિવ્રતની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે. ૦—૧—૦

૪૫ **માંદગી અને માવજત**—દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે. ૦—૪—૦

૪૬ **વાતનું વતેસર**—બાળાઓ સ્હેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક. ૦—૧—૦

૪૭ **ઘરેણાંનો શોખ**—વિમળા નામની એક ભોળી છતાં

સૌંદર્યશોખીન બાળાએ પોતાના ઘરેણાં-શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો નાટ્યશ ચિતાર આપતી આ વાર્તા સચોટ અસરકારક છે. ૦-૧-૦

૪૮ **પારસી સતીઓ**—રાજાબાઈ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત. ૦-૬-૦

૪૯ **એકાદશી**—શ્રી સરોજિની મહેતા (એમ. એ.)ની લખેલી અગિયાર સુંદર સામાજિક વાતો બધીજ નવા સિદ્ધાંતો રજૂ કરે છે. ૦-૧૧-૦

૫૦ **રાણકદેવી**—હજાર વર્ષ ઉપર થઇ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે. ૦-૧૨-૦

**આખો સેટ રૂા. ૨-૧૩-૦ને બદલે રૂા. ૨-૧૦-૦**

—૦—

## સેટઃ છઠ્ઠો ૫૧ થી ૬૦

૫૧ **શિવાજીની બા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવનચરિત્ર દરેક બહેને એક વાર અવશ્ય વાંચવું જ જોઇએ. (તેર આનાની ટિકિટ બીડવી) ૦-૧૦-૦

૫૨ **સાસુની શિખામણ**—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. ૦-૧-૦

૫૩ **કાયદાનું અજ્ઞાન**—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની ટુંકી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. ૦—૧—૦

૫૪ **નામ વગરની નવલકથા**—કપરા સંજોગોમાં મૂકાયેલી એક પારસી બ્હેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટીવ રસથી ભરપૂર. ૧—૮—૦

૫૫ **નારીભિષક**—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનુ પ્રમાણભૂત પુસ્તક. ૦—૪—૦

૫૬ **માસિક ધર્મ**—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. ૦—૨—૦

૫૭ **નવા સાથિયા**—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અજોડ નમુના આમાં આપ્યા છે. ૦—૨—૦

૫૮—૫૯ **વીર તારા**—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ ગ્લેઝ કાગળ. કુલ ૨—૪—૦

૬૦ **ગોરમાનાં ગીતો**—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ. ૦—૧—૦

**આખો સટ રૂા. ૫—૧—૦ને બદલે રૂા. ૪—૧૨—૦**

—૦—

## સટ સાતમોઃ ૬૧ થી ૭૦

૬૧ **મેડમ ડેમીડા**—(નીહિલિસ્ટોના પંજામાં) આ એક રૂશિયન વાર્તા છે. જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાંજ હેરતભરેલાં તેમજ બુદ્ધિ—ચરાતનનાં કામો કરે છે. ૦—૧૨—૦

૬૨ સામાજિક વાતો. ભાગ ૨.—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી. આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦—૩—૦

૬૩ ગુણિયલ ગૃહિણી—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦—૧—૦

૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. ૦—૧—૦

૬૫ દક્ષિણી રાંધણકળા—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. ૦—૩—૦

૬૬ સતી જસમા—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી બાનીમાં આલેખી છે. ૦—૬—૦

૬૭ સંસાર દર્શન—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી વાતોમાં નીરખીને વણી લીધા છે. ૦—૬—૦

૬૮ ભૂમિમાતા-આનંદમઠ-વંદેમાતરમ્ રાષ્ટ્ર ગીતના ઉદ્ભવ સ્થાન રૂપ નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ.

આકાર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ ૧—૦—૦

૬૯ **બાળવિધવા**—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાના ધગશ ધરાવે છે. એવી એ બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. ૦—૨—૦

૭૦ **સાચાં સહોદર**—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્દભુત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતા હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

## કુલ રૂા. ૪–૧૦–૦ને બદલે રૂા. ૪–૫–૦ પોસ્ટેજ જુદું

## સટ ૮મો : ૭૧ થી ૮૦

૭૧ **કેપડા અથવા એક પર બીજી**—સુંદર પાત્રાલેખનવાળી સામાજિક વાર્તા એક પર બીજી પત્ની કરનારને અજબ જેવી રીતે કેવી નસીયત મળે છે તેનું દૃષ્ટાંત રજુ કરે છે. ૦—૩—૦

૭૨ **સુકન્યા**—એક પતિવ્રતા સ્ત્રી જાતિભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ અને ખુની પતિને પોતાની તપશ્ચર્યાથી સુધારે છે તેની રસિક નવલિકા. ૦—૩—૦



# સ્રીશક્તિ ગ્રંથમાળા વિષે

## પ્રશંસાના ઉદ્‌ગારો.

**ભરત ગુંથણ**—વિશે લોકવાણીના તંત્રીજી લખે છે—

આ પુસ્તક ઘેર ભરત ગુંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતાં બહેનોને સારૂં માર્ગદર્શક થઇ પડે એવું છે. ભરત ગુંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે... આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઈ પડે તેમ છે.

**સુખી ઘર**—વિશે પ્રસ્થાનના તંત્રીજી લખે છે—

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં સુગમ ભાષામાં આપેલું છે.

**ભલી ભાભી**—વિશે સાપ્તાહિક મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફ્લેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે... એની લ્હાણી થવી જોઇએ.

**પતિ પ્રભુ છે**—વિશે સા. મુંબઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીયા ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખૂબ સંકટો સહન કરે છે. આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્ગારો

**માંદગી અને માવજત**—વિશે મુંબાઇ સમાચાર લખે છે—

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાત કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરૂષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે—દરેકે દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના** તંત્રીજી લખે છે—

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કીમતી થઇ પડશે.

**રઝિયા બેગમ**—વિશે પુસ્તકાલયના તંત્રીજી લખે છે—

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક**—વિશે તેઓ લખે છે—

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો**—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક ઉણપનું જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન.

---

દેશબંધુ પ્રેસ, સુરત

# સ્ત્રી:શક્તિ–ગ્રંથમાળા

૧ વંધ્યા ૦–૪
૨ કાકી ૦–૩
૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન ૦–૩
૪ અર્ધાંગના (વાતો) ૦–૪
૫ ગૃહવ્યવસ્થાની વાતો ૦–૬
૬ આયણાં (લોકગીત) ૦–
૭ બલિદાન (પ્રેરક વાતો) ૦–૫
૮ ભવાટવી ૦–૪
૯ મા (વાતો) ૦–૪
૧૦ જયાના પત્રો ૦–૬
૧૧ પતિની પસંદગી ૦–૪
૧૨ લીલીની આત્મકથા ૦–૩
૧૩ હૈયાં ૦–૪
૧૪ પારસી વાનીઓ ૦–૬
૧૫ વિધવા (વાતો) ૦–૫
૧૬ કોને પરણું ! (વાતો) ૧–૪
૧૭ સુઘડતા ને સુંદરતા ૦–૮
૧૮ હાસ્યફુવારો ૦–૮
૧૯ ભૂતના ભડકા (વાતો) ૧–૮
૨૦ વિષવૃક્ષ ૧–૮
૨૧ હાસ્યકલાપ (રમુજી) ૧–૮
૨૨ દેવી ચૌધરાણી ૧–૮
૨૩ વીર રોઝા ૧–૦
૨૪ હાસ્ય ઝરણું (રમુજી) ૧–૮
૨૫ "જરા મ્હોં મૂકજો" ૧–૦
૨૬ શામરજની ૧–૧૨
૨૭ જીવનપલટો (વાતો) ૦–૪
૨૮ સુખી ઘર (બોધક) ૦–૩
૨૯ ભરત ગુંથણ ૦–૧૦
૩૦ ચોર્યાસીનું ચક્કર ૦–૫
૩૧ રઝીયા બેગમ ૦–૩
૩૨ ગૃહવિવેક ૦–૬
૩૩ સખીના પત્રો ૦–૮
૩૪ સ્ટવનું શાસ્ત્ર ૦–૩
૩૫ સ્ત્રી હૃદય ૦–૩
૩૬ માતૃપ્રેમ ૦–૪
૩૭ પારસી લગ્નગીતો ૦–૬
૩૮ દામ્પત્ય જીવન ૨–
૩૯ વહેમી પતિ ૦–૩
૪૦ આરોગ્ય અને સુખ ૦–૬
૪૧ સામાજિક વાતો ૦–૫
૪૨ રમુજી વાતો ૦–૪
૪૩ ભલી ભાભી ૦–૧
૪૪ પતિ પ્રભુ છે ૦–૧
૪૫ માંદગી–માવજત ૦–૪
૪૬ વાતનું વતેસર ૦–૧
૪૭ ઘરેણાંનો શોખ ૦–૧
૪૮ પારસી સતીઓ ૦–૬
૪૯ એકાદશી ૦–૧૧
૫૦ રાગુકદે !! ૦–૧૨

બીજાં પણ બાવીસ પુસ્તકો બહાર પડ્યાં છે.

સંપૂર્ણ સૂચિપત્ર માટે લખોઃ- સ્ત્રીશક્તિ, ટેગાપીઠ, સુરત